આપ તો દુર્ગાદાસને કૂતરાના મોતે મરાવવા તૈયાર થયા હતા, પણ દુર્ગાદાસ એમ કૂતરાના મોતે મરે એવો નથી. એ તો રણક્ષેત્રમાં મરવાને તૈયાર છે; માટે આપ રણમાં પધારો." આ સંદેશો સાંભળી અજિતસિંગ ભયભીત થયો અને જેણે પોતાના પરાક્રમ, સાહસ, ધૈર્ય ને દીર્ઘદષ્ટિથી મારવાડ છતી લઇ જેનું ૨૦ વરસ સુધી સાચવી પાલન કર્યું હતું, તેના સામા થવાની પોતાની હિંમત નહિ ચાલ્યાથી તેને નિર્વિઘ્ને જ્યાં જાય ત્યાં જવા દીધો. ગુણ ઉપર અવગુણ તે આનું નામ.

દુર્ગાદાસ જોધપુરથી નીકળી ઉદેપુર ગયો, ત્યારે ત્યાં મહારાણા જયસિંગજી રાજ્ય કરતા હતા. તેઓ મહારાણા અજિતસિંગજીની વીર દુર્ગાદાસ તરફની વર્તણુંકથી વાકેફ થઇ, તેમજ એણે કરેલા અથાગ ગુણનો આ રીતે તેમનાં તરફથી મળેલો બદલો જોઇ, દિલગીર થયા. તેમણે દુર્ગાદાસનું ને એમનાં માણસોનું સારી રીતે પોષણ થાય એટલી જીવાઇ બાંધી આપી, તેથી દુર્ગાદાસે ઉજ્જેનમાં જઇ એકાંતવાસમાં રહી મહાકાળેશ્વરની સેવા કરી પોતાનું બાકીનું આયુષ્ય પૂરું કર્યું. એ વીર નરે સંવત ૧૭૬૫ માં દેહ છોડી, ત્યારે ક્ષિપ્રાને કાંઠે એને અગ્નિસંસ્કાર દીધો.

એના મરણ માટે એક સોરઠો છે કે:—

### સોરઠો

પ્રીત ગઇ પરતીત, સાખડેડે હોતી સહી;
પણ ઘર એહી રીત, દુર્ગાસિપરા દાગીઓ.

મતલબ કે દુર્ગાદાસના મૂઆ પછીના એક રાજાએ એના સાખડાના ભાયાત સાથે પણ અજિતસિંગજીના જેવીજ વર્તણુંક ચલાવી ગુણ ઉપર અવગુણ કર્યો, ત્યારે તેણે કવિરાજને પૂછ્યું કે, "રાજા આમ કેમ કરે છે? મેં કેટલો બધો ગુણ કર્યો છે તે નહિ સંભારતાં

ઊલટો ગુનહેગાર થાય છે?" ત્યારે કવિએ ઉપરો સોરઠો કહ્યો કે
"ભાઇ! તમારી સાથે પ્રીતિ ને પ્રતીતિ હતી તે સર્વ ગયું છે!
જેણે અસહ્ય દુઃખ વેઠી બાળપણાથી ઉછેરી મોટા કર્યા ને દિલ્હ
આલમગીર જેવા બળવાન બાદશાહ સાથે લડીને મારવાડ જતી
ગાદીએ બેસાડયો, એવા દુર્ગાદાસનો પણ અજિતસિંગજી મહારાજ
ઘાત કરાવવાનો વિચાર કર્યાથી દુર્ગાદાસને જોધપુરમાં અગ્નિસંસ્ક
થવા વારો ન આવ્યો ને નદીને કાંઠે એમને અગ્નિસંસ્કાર થયો. ભા
એ ઘેર તો એવીજ રીતિ ચાલી આવે છે."

